# મુંબાઇ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

આવૃત્તિ ચોથી.

પ્રસિદ્ધ કરનાર.

## પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

"સુબોધ પ્રકાશ" અને "માસિક સાર સંગ્રહ"વાળા.

લીંબડી. કાઠિયાવાડ.

" કોપી રાઇટ " લીધો છે.

Printed at the Ahmedabad U. P. Press
by R. G.

સંવત ૧૯૪૨. સને ૧૮૮૫.

કિંમત બે આના.

પુરૂષોત્તમ કૃત.

# મુંબઇઇલાકાની ભૂગોળ

## વિદ્યા.

---

**સીમા**—ઉત્તરે બલુચીસ્તાન તથા ભાવલપુર સંસ્થાન; પૂર્વે રજપૂતસ્થાન, માળવા, મધ્યપ્રાંતો, નિજામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો; દક્ષિણે મહીસુરપ્રાંત; અને પશ્ચિમે બલૂચિસ્તાન તથા આરબીસમુદ્ર છે.

**ભાગ**—૧ સિંધ. ૨ કચ્છ. ૩ ગુજરાત. ૪ મહારાષ્ટ્ર એમાં દક્ષિણ તથા કોંકણ એ બે છે. ૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા.

## (૧) સિંધ.

| ભાગ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકબાબાદ. |
| ૨ શિકારપુર જીલ્લો | શિકારપુર. |
| ૩ હૈદરાબાદ જીલ્લો | હૈદરાબાદ. |
| ૪ કરાંચી જીલ્લો | કરાંચી. |
| ૫ થરપારકર | ઉમરકોટ. |
| ૬ ખૈરપુર સંસ્થાન (દેશીરાજ્ય) | ખૈરપુર. |

# (૨) કચ્છ.

| | |
|---|---|
| ૧ કચ્છ. (દેશી રાજ્ય) | ભૂજ. |

# (૩) ગુજરાત.

| | |
|---|---|
| ૧ સુરત જિલ્લો | સુરત. |
| ૨ ભરૂચ જિલ્લો | ભરૂચ. |
| ૩ ખેડા જિલ્લો | ખેડા. |
| ૪ પંચમહાલ જિલ્લો | ગોધરા, દાહોદ. |
| ૫ અમદાવાદ જિલ્લો | અમદાવાદ. |
| ૬ કાઠિયાવાડ એજન્સિ. | રાજકોટ. |
| ૭ પાલણપુર એજન્સિ. | પાલણપુર અને ડીસા. |
| ૮ મહીકાંઠા એજન્સિ | સાદરા અને ઈડર. |
| ૯ રેવાકાંઠા એજન્સિ | નાંદોદ, બારીઆ ને લુણાવાડા. |
| ૧૦ ગાયકવાડનો મુલક | વડોદરા. |
| ૧૧ ખંભાત સંસ્થાન | ખંભાત. |
| ૧૨ પંચમહાલ એજન્સિ | નારૂકોટ. |
| ૧૩ સુરત એજન્સિ | વાંસદા, ધરમપુર ને સચીન. |

# (૪) મહારાષ્ટ્ર. (મુંબાઈ બેટ ન ગણતાં.)

## (अ) कोंकण.

| | |
|---|---|
| ૧ થાણા જિલ્લો | થાણા. |

| | | |
|---|---|---|
| ૨ | કોલાબા જિલ્લો | અલીબાગ. |
| ૩ | રત્નાગીરી જિલ્લો | રત્નાગીરી. |
| ૪ | જવાર સંસ્થાન | જવાર. |
| ૫ | જંજીરા સંસ્થાન | જંજીરા. |
| ૬ | સાવંતવાડી સંસ્થાન | સાવંતવાડી. |

## (૪) દક્ષિણ પ્રાંત.

| | | |
|---|---|---|
| ૧ | ખાનદેશ જિલ્લો | ધુળીઆ. |
| ૨ | નાશિક જિલ્લો | નાશિક. |
| ૩ | અહમદનગર જિલ્લો | અહમદનગર. |
| ૪ | પૂણા જિલ્લો | પૂણા. |
| ૫ | સતારા જિલ્લો | સતારા. |
| ૬ | સોલાપુર જિલ્લો | સોલાપુર. |
| ૭ | ખાનદેશ એજન્સિ. | |
| ૮ | પેઠ સંસ્થાન | પેઠ. |
| ૯ | અકલકોટ સંસ્થાન | અકલકોટ. |
| ૧૦ | સતારા જાગીર | ભોર, ફલટન, ઔંધ અને જત. |

## (૫) દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા.

| | | |
|---|---|---|
| ૧ | કલાદગી જિલ્લો. | કલાદગી. |
| ૨ | બેલગામ જિલ્લો. | બેલગામ. |
| ૩ | ધારવાડ જિલ્લો. | ધારવાડ. |
| ૪ | ઉત્તરકાનડા જિલ્લો. | કારવાડ. |
| ૫ | કોલાપુર સંસ્થાન. | કોલાપુર. |

૬ સાવનૂર સંસ્થાન. સાવનૂર.
૭ દક્ષિણ મરાઠા જાગીર. સાંગલી, જમખંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, ને રામદુર્ગ.

**દેશી રાજ્ય.** ૧ સિંધમાં ખૈરપુર. ૨ કચ્છમાં કચ્છ. ૩ ગુજરાતમાં વડોદરા, ખંભાત, ભાવનગર, જુનાગઢ, જામનગર, ધ્રાંગધ્રા, પાલણપુર, નાંદોદ વગેરે ઘણાંજ છે. ૪ મહારાષ્ટ્રમાં કોલાપુર, અક્કલકોટ, પેઠ, સાવનૂર. ૫ કોંકણમાં જવાહાર, જંજીરા અને સાવંતવાડી.

**મોટી નદીઓ**—સિંધુ, ભાદર, શેત્રુંજી, બનાસ, સરસ્વતિ, સાબરમતી, મહી, વિશ્વામિત્રી, ઢાઢર, નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા, મેશ્વો, વાત્રક, કીમ, સીના, નીરા, મૂળામુઠા, પાંજરા.

**પર્વત**—પબ, ગીરનાર, શેત્રુંજો, આરાસુર, આબુ, પાવાગઢ, સાતપુડા, સંહ્યાદ્રી અથવા પશ્ચિમઘાટ, ચાંદવડ.

**બંદર**—કરાંચી, માંડવી, દ્વારકા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવબંદર, જાફરાબાદ, મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, વસાઈ, મુંબાઈ, રાજાપુર, વિજયદુર્ગ, ગોવા, કારવાડ, હોનાવર, વગેરે છે. એઓમાં કરાંચી, મુંબઇ અને કારવાડ એ સૌથી સરસ છે.

**બેટ**—બેટ, દીવ, ગોપનાથ, પીરમ, શિઆળ, મુંબાઈ, વસાઈ, ધારાપુરી, કરંજે, સાષ્ટી.

**જાત્રાનાં ઠેકાણાં**—હિંગળાજ, નારાયણ સરોવર, કોટેશ્વર, માતાજીનો મઢ (કચ્છ), દ્વારકા, બેટ, ગિરનાર, પ્રભાસપાટણ, શેત્રુંજો, ડાકોર, બેચરાજી, અંબાજી, શામળાજી, સિદ્ધપુર, વડતાલ, શુકલતિર્થ, ચાણોદ, કન્યાળી, નાશિક, ત્રિંબક, પંઢરપુર એ હિંદુ લોકનાં અને ઉદવાડા એ પારસી લોકનું જાત્રાનું ઠેકાણું છે.

**પવિત્ર નદીઓ**—સિંધુ, સરસ્વતિ, સાબરમતી, નર્મદા, તાપી, ગોદાવરી, વગેરે.

**હવા ખાવાલાયક જગ્યાઓ**—કચ્છ માંડવી, બાલાચડી, વેરાવળ, ગોપનાથ, આબુ, ડુંગાર, પુરંધર, ખંડાળા, મહાબળેશ્વર, માથેરાન.

**ફીરંગીનાં સંસ્થાન**—દીવ, દમણ, ગોવા.

**હબસીનાંસંસ્થાન**—જાફરાબાદ, જંજીરા. એ ખંડણી આપતા નથી.

**દ્વિપકલ્પ**—કાઠિયાવાડ.

**ભૂશિર**—જગતપોઇંટ, દીવ, રામસ.

**અખાત**—કચ્છનું અખાત તથા ખંભાતનું અખાત.

**લશ્કરની છાવણી**—ભૂજ, રાજકોટ, અમદાવાદ, ડીસા, વડોદરા, માલેગામ અને પુના.

## નદીઓ ઉપરનાં શેહેરો.

**સિંધુ**—હિમાલય પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે-એનાપર સકર, બકર, હૈદરાબાદ, ઠઠ્ઠા, કરાંચી, શિકારપુર, મિઆણી અને કોત્રી એ શેહેરો છે.

**ભાદર**—મધાવુના ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર જસદણ, કુતીઆણાં, જેતપુર, નવીબંદર.

**શેત્રુંજી**—ગીરપર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે—ધારી, પાલીટાણા, તળાજા.

**બનાસ**—શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળેછે—ડીસા, રાંધણપુર.

**સરસ્વતિ**—શિરોહીના ડુંગરમાંથી નીકળીને કચ્છના રણને

મળેછે—એનાપર સિદ્ધપુર છે.

**સાબરમતી**—મહીકાંઠાના પહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે—સાદરા, અમદાવાદ.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે—લુણાવાડા, ખંભાત.

**વિશ્વામિત્રી**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળીને ઢાઢરને મળેછે, વડોદરા.

**ઢાઢર**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે—ટંકારીઆ.

**વાત્રક**—એ ડુંગરપુર પાસેથી નીકળી સાબરમતીને મળે છે. મેશ્વો, શેઢી ને માજુમ એ એની શાખાઓ છે. એની પર માંડવા, આત્રસુંબા, મેહમદાવાદ ને ખેડા છે.

**નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે—ચાણોદ, કન્યાળી, નાંદોદ અને ભરૂચ.

**તાપી**—સાતપુડામાંથી નીકળીને અરબી સમુદ્રને મળે છે. એના પર બુરાનપુર, બૌધાન, રાંદેર, માંડવી, અને સુરત છે.

**ગોદાવરી**—સંહ્યાદ્રીમાંથી નીકળી ને બંગાળાના ઉપસાગરને મળે છે, એના પર નાશિક છે.

**ભીમા**—સંહ્યાદ્રીમાંથી નીકળી કૃષ્ણા નદીને મળેછે—પંઢરપુર

**કૃષ્ણા**—સંહ્યાદ્રીમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે, એના પર જમખંડી, કમળાપુર, સતારા.

**પાંજરા**—સંહ્યાદ્રીમાંથી નીકળીને તાપી નદીને મળેછે-ધુળીઆ.

**મુળામુઠા**—સંહ્યાદ્રીમાંથી નીકળીને ભીમાને મળે છે—પુના.

**સીના**—સંહ્યાદ્રીમાંથી નીકળીને ભીમાને મળેછે—અહમદનગર.

**કચ્છના અખાતને મળનારી નદીઓ—આજી.**

**કચ્છના રણને મળનારી**—મચ્છુ, ફુલકુ, બાંભણ, બનાસ, સરસ્વતિ.

**આરબી સમુદ્રને મળનારી**—શિંધુ, ભાદર, તાપી, દમણગંગા.

**ખંભાતના અખાતને મળનારી**—સાબરમતી, મહી, ઢાઢર, કીમ, નર્મદા, શેત્રુંજી, સુખભાદર.

**બંગાળાના ઉપસાગરને મળનારી**—ગોદાવરી, કૃષ્ણા.

**નદીઓનો સંગમ.**

**કાવેરીને**—અંબિકા તથા ખરેરા મળેછે.

**સાબરમતીને**—વાત્રક, ભોગાવો, હાથમતી, અને ખારી.

**વાત્રકને**—મેશ્વો, શેઢી અને માજુમ.

**શેઢીને**—મહોર અને લુણી.

**નર્મદાને**—ઉમરાવતી.

**તાપીને**—પૂર્ણા, પાંજરા અને ગિરણા.

**ઢાઢરને**—વિશ્વામિત્રી.

**ભીમાને**—સિના, નીરા, અને મુળામુઠા.

**કૃષ્નાને**—ભીમા, પંચગંગા, તુંગભદ્રા, ઘટપ્રભા, મલપ્રભા, વારણા.

**વખાણાએલી વસ્તુવાળાં શેહેર.**

**હૈદરાબાદ**—સોનેરી ભરત. ભૂજ—સોના રૂપાના ઘાટ, તથા ભરત. કચ્છ અને કાઠિયાવાડના ઘોડા. જામનગર—કંકુ, બાંધણી, બંદુક ને મોતી. પ્રાંત કાઠિયાવાડ—કાંબી. ઝાલાવાડ—ઝુંમણા. મોરવાડ ને પુના—નાગરવેલનાં પાન. ભાલ—ઘઊં. ધોલેરા ને ધારવાડનું રૂ. સિહોર, પુના અને નાશિકનાં તાંબા પીતળનાં વાસણ.

અમદાવાદ—રેશમી કાપડ. પાટડી—વડાગરૂં મીઠું. પાટણ—પટોળાં, સૂડી, ને માટીનાં વાસણ. કચ્છમાંડવી—રેશમી કાપડ. કડી ને કચ્છવાગડનાં બળદ. વિજાપુર—અફીણ. પેથાપુર—બાંધણી, વાગડીઆં, સાડી ને બંદુક. કપડવંજ—કાચ ને સાબુ. આમોદ ને કચ્છ અંજારનાં દેશી ચપ્પુ. સુરત—બરફી. ખંભાત—સુત્રફેણી, ને અકીકનાં પથ્થર. આત્રસુંબા—લોહાની છરીઓ. પેંડ—પાઘડી. રેવાકાંઠા—કાટ. થાણા—અખોટીઆં. ધ્રાંગધરા ને બર્ડાના પથ્થર. બુરાનપુર—ચેલાં. લીંબડી—સૂડીઓ. થાન—માટીનાં વાસણ. વીશનગર—તાંબા પીતળનાં વાસણ ને હળદર.

## બેવડાં નામ.

દેવળગામ=કરાંચીબંદર. નગરઠઠ્ઠા=બ્રાહ્મણાબાદ. કાઠિયાવાડ=સૌરાષ્ટ. નવાનગર=જામનગર અથવા નગર. સોમનાથપાટણ=પ્રભાસપાટણ અથવા પ્રાચી પાટણ. શેત્રુંજો=સિદ્ધાચળ, સિદ્ધગિરિ, વિમળાચળ, વિમળગિરી. ભદ્રેસર=ભદ્રાવતી નગરી. કેરો=કપીલકોટ, અમદાવાદ=રાજનગર. સિદ્ધપુરપાટણ=અણહિલપુરપાટણ. કચ્છમાંડવી=રાયપરબંદર. વડોદરા=બરોડા. નર્મદા=રેવાજી. સંહ્યાદ્રી=પશ્ચિમઘાટ. ધરમપુર=રામનગર. સદાશિવગઢ=કારવાડ. સિંધુ=અટક અથવા ઇંડસ. પોરબંદર=સુદામાપુરી.

## રાજાઓની અટક.

ખૈરપુર—અમીર. કચ્છના રાવ. નવાનગરના જામ. જુનાગઢ, રાંધણપુર, ખંભાત, સચીન ને વાડાસિનોરના નવાબ. પોરબંદરના રાણા. પાલણપુરના દીવાન. ભાવનગર, ઇડર ને કોલાપુરના મહારાજ. વડોદરાના ગાયકવાડ. ધ્રાંગધરા ને વાંકાનેરના રાજ.

**મુંબઇ ઇલાકાની વસ્તી.**—૨૩૩૯૫૯૯૩ માણસનીછે, તેમાંના

૬૯૪૧૨૪૯ માણસો દેશીરાજ્યમાં વસેછે.

**લંબાઇ પહોળાઇ**—ઉત્તર દક્ષિણ લંબાઇ ૯૮૦ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૬૭૦ મૈલ છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, જુવાર, કઠોળ, કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ગળી અને બુંદ વગેરેછે.

મુંબઇ ઇલાકામાં સૌથી મોટી નદી સિંધુ. શેહેર, બંદર અને બેટ મુંબઇ. પર્વત સંહ્યાદ્રી. દેશીરાજ્ય વડોદરા. જિલ્લો—ખાનદેશ.

**ધર્મ**—હિંદુ, એ ધર્મના અનેક પંથ છે; તેમાં જૈન, વૈષ્ણવ, શૈવ, રામાનુજ, અને સ્વામિનારાયણનો. એ વગેરે અનેક છે. એ વિના મુસલમાની, જરતોસ્તી (પારસીનો) અને ખ્રીસ્તિ વગેરેછે.

## (૧) સિંધ પ્રાંત.

એમાં સિંધુ નદી આવેલી છે, તેથી એ પ્રાંતનું નામ સિંધ પડયું છે. એના રેહેવાશી તથા ભાષા સિંધી કહેવાયછે.

**નદીઓ**—સિંધુનદી, એમાંથી નેહેરો ખોદી ઘણે ઠેકાણે પાણી લઇ જાયછે. કારણ કે એમાં વરસાદ બહુ થોડો વરસેછે.

**પર્વત**—પબ અને હાલા. સરોવર—મંચર તે ખારૂંછે.

**રણ**—થરપારકર એમાં રેતી બહુજછે.

**સીમા**—ઉત્તરે બલુચીસ્તાન અને પંજાબ, પૂર્વે જેસલમીરનું રણ ને રજપૂતસ્થાનનાં દેશીરાજ્યોછે. દક્ષિણે કચ્છનુંરણ અને આરબીસમુદ્ર છે. પશ્ચિમે હાલા અને સુલેમાનના પહાડ ને બલુચીસ્તાન છે.

**મોટાં શેહેર**—હેદ્રાબાદ એ રાજધાની છે. ખૈરપુર એ ખૈરપુર સંસ્થાનની રાજધાની છે. એ સિવાય શિકારપુર, કરાંચી, જેકબા-

બાદ, સક્કર, બક્કર, હાલા, કારખાના, કોત્રી, ઉમરકોટ, શાહબં-
દર, નગરપારકર, ઠઠ્ઠા, અને મિઆણીછે.

## (૨) કચ્છ પ્રાંત.

**સિમા**—ઉતરે અને પુર્વે રણ, દક્ષિણે કચ્છનું અખાત. પ-
શ્ચિમે આરબી સમુદ્ર.

**પ્રગણાં**—પાવર, મીઆણી, બન્ની, પચ્છમ, બડીર, સાંથળ, વાગડ, અંજાર ચોવીસી, ભૂજડચોવીસી, હાલાચોવીસી, કાંઠી, મોડાસા, અબડાસા, કંઠ, ગરડો ન માક, એ સોળછે. એના નીચે પ્રમાણે આઠ કસ્બા ઠરાવ્યાછે, તેપ્રમાણે હાલમાં રાજ્યવહીવટ ચાલેછે.

૧ રાપર. બડીર થાણું. ૨ ભચાઉ. ૩ અંજાર. ૪ ભુજ. ખાવડાથાણું. ૫ મુદ્રા. ૬ માંડવી. ૭ અબડાસા. નખત્રાણા થાણું. ૮ લખપત. એમાં બડીર થાણાનું મુખ્ય શેહેર ગઢડા; અબડાસાનું જખૌ અને બિઠ્ઠા. બાકીના કસ્બાઓના મુખ્ય શેહેર તેજ નામનાં છે.

**નદીઓ**—એમાં જાણવા લાયક નદી નથી, પણ નાગમતી, રૂકમાવતી અને ખારી નામના વેહેળા છે; એઓમાં આખું વરસ પાણી રેહેછે.

**પર્વત**—કાળો, નનામો, ધીણોધર.

**મોટાં શેહેર**—ભૂજ એ રાજધાની, એ સિવાય અંજાર, માંડવી, મુંદ્રા, લખપત, જખૌ, તૂણા, એલા, રાપર, આધોઈ (મોરબીનું) ભચૌ, નળીઆ, કઠારા, તેરા, સુમરીરોહા, ગઢડા, કેરા, કંથકોટ, કુંધઈ, ભદ્રેસર, નખત્રાણા, બિઠ્ઠા, ખાવડા, માતાજીનો મઢ.

**કચ્છ સિવાય રાવના તાબામાં ઓખામંડળમાં કચ્છીગઢ છે.**

અને વવાણીઆના બંદરો, મોરબીનાં, ઝીંઝુવાડાનાં, જામનગરનાં, અને સિંધના બસ્તા બંદરપર રાવનો હક પહોંચે છે.

## (૩) ગુજરાત પ્રાંત.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને શીરોઈ; પૂર્વે માળવા, ખાનદેશ, સાતપુડા પર્વત; દક્ષિણે થાણા જિલ્લો તથા આરબી સમુદ્ર; પશ્ચિમે કચ્છનું અખાત અને આરબી સમુદ્ર છે.

**રાજધાની**—અસલની રાજધાની દ્વારકા, વલ્લભીપુર, પંચાસર, પાટણ એ અનુક્રમે હતી, અને હાલની રાજધાની અમદાવાદ ગણાય છે.

**રેહવાશી તથા ભાષા**—ગુજરાતી કહેવાય છે.

### ૧ સુરત જિલ્લો.

**પ્રગણાં**—પારડી, વલસાડ, ચીકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ઓર્પાસી, ઓરપાડ.

**નદીઓ**—તાપી, કીમ, પૂર્ણા, અંબિકા, દમણગંગા, મીંઢોળા, પાર, ઓરંગા અને કોલક.

**ડુંગર**—પારનેરા અને ડુંગારની ટેકરી છે.

**મોટાં ગામ**—સુરત, પારડી, વલસાડ, ચીકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ઓરપાડ, બગવાડા, કુંતા, ઉદવાડા, બહુધાન, રાંદેર, ઉમરસાડી, છરવાડા, દેહેગામ, અમલસાડ, કતારગામ, વાલોડ.

**નીપજ**—ડાંગર, જુવાર, રૂ, ઘઉં, કઠોળ, તથા બાજરી, દીવેલી, નાગલી, કોદરા, શેરડી અને કેળાં એ મુખ્ય છે.

### ૨ ભરૂચ જિલ્લો.

**પ્રગણાં**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર.

**નદીઓ**—નર્મદા, મહી, ઢાઢર, કીમ, ઉમરાવતી.

**મોટાં શેહેર**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર, શુક્લતિર્થ, હાંસોટ, વિલાયત, કેરવાડા, માતર, ટંકારીઆ.

**બીજી હકીકત**—શુક્લતિર્થ નર્મદા નદીને કાંઠે જાત્રાનું ઠેકાણુંછે તથા એની પાસે કબીર વડ છે.

**પેદાશ**—રૂ, જુવાર, ડાંગર, બાજરી, તુવેર, મગ, ઘઉં, તલ, વટાણા, ચણા, વાલ, દીવેલી, તમાકુ, ઇત્યાદી.

**૩ ખેડા જિલ્લો.**

**પ્રગણાં**—કપડવંજ, ઠાસરા, નડીઆદ, મેહમદાવાદ, માતર, આણંદ, બોરસદ.

**નદીઓ**—મહી, વાત્રક, મેશ્વો, શેઢી, મોહોર, ખારી, લૂણી.

**મોટાં ગામ**—ખેડા, કપડવંજ, ઠાસરા, નડીઆદ, મેહમદાવાદ, માતર, આણંદ, બોરસદ, આત્રસુંબા, કઠલાલ, મહુધા, ઉત્તરસંડા, ડાકોર, ઉમરેઠ, લસુંદ્રા, વડતાલ, નાપાડ, તોરણા, આંત્રોલી, અલીણા, કરમસદ, વાસદ.

**પેદાશ**—કોદરા, ડાંગર, જુવાર, શેરડી, બાવટો તે સિવાય બાજરી તથા તમાકુ ઘણીજ પાકે છે, અને તે પરદેશ ખાતે મોકલવામાં આવેછે.

**વિશેષ હકીકત**—લસુંદ્રા અને આંત્રોલીમાં ઉના પાણીના કુંડ છે. ડાકોરમાં રણછોડજીની મૂર્ત્તિ અને ગોમતી તળાવ છે. વડતાલ એમાં સ્વામીનારાયણનું મોટું ધામ છે.

**૪ પંચમહાલ.**

**પંચમહાલ**—અગાઉ એમાં ગોધરા, હાલોલ, કાલોલ, ઝાલોદ ને દાહોદ એ પાંચ પ્રગણાં હતાં તે પરથી એ નામ પડ્યું છે, પ-

રંતુ હાલમાં અંગ્રેજ સરકારે દાહોદ સાથે ઝાલોદ અને કાલોલ સાથે હાલોલ જોડી દીધાં છે. તેથી હવે ત્રણ પ્રગણાં ગણાય છે—ગોધરા, કાલોલ ને દાહોદ.

**નદી**—મહી નદી એ જિલ્લાની પશ્ચિમ હદપર છે.

**પર્વત**—પાવાગઢ, તેપર મહાકાળી માતાનું દેરૂં છે.

**મોટાં શેહેર**—ગોધરા, હાલોલ, કાલોલ, દાહોદ, ઝાલોદ, ચાંપાનેર, વેજલપુર.

**બીજી હકીકત**—આ જિલ્લો અગાઉ સિંધીઆના તાબામાં હતો તે વેળા માઠી દશામાં હતો, હાલ એને અંગ્રેજ સરકાર સુધારે છે. ગોધરા પાસે ઉના પાણીના કુંડ છે.

**નીપજ**—ઘઉં, ડાંગર, બાજરી, મકાઇ, ચણા, તલ અને મહુડાં પુષ્કળ પાકે છે.

## ૫ અમદાવાદ જિલ્લો.

**પ્રગણાં**—પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઇ, ધંધુકા, ઘોઘા, સાણંદ.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, ભાદર, ગોમા, નિલકા, ઉતાવળી.

**તળાવ**—મુનસર, ગંગાસર, કાંકરીઓ, મલેકસાબર, નળસરોવર.

**મોટાં ગામ**—અમદાવાદ એ રાજધાની તે સિવાય પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, ધંધુકા, ઘોઘા, સાણંદ, મોડાસા, પાટડી, માંડળ, કોઠ, વડીઆ, ધોલેરા, રાણપુર, બરવાળા, ગાંફ, ગાંગડ, બાવળા, બસ, ગોધાવી, સર્ખેજ, ચોરવડોદ્રા, કાસંદ્રા, બારાઘોડા.

**બીજી હકીકત**—પાટડીમાં વડાગરૂં મીઠું થાય છે. તે આખા મુંબઇ ઇલાકામાં વખણાય છે. વઉઠામાં કારતક સુદ પૂનમે મેળો

ભરાય છે. તેમજ ધંધુકા પ્રગણાના ભીમનાથમાં શ્રાવણ સુદ પૂનમે મેળો ભરાય છે. રાણપુરમાં જૂનો પડી ગએલો કિલ્લો છે.

ઉપજ—બાજરી, જુવાર, ચણા, રૂ, ડાંગર, થોડી તમાકુ, શેરડી, આદુ, ગળી, તલ, દીવેલી છે. રૂ, અને ધાન્ય મુંબઈ બાતે પુષ્કળ મોકલવામાં આવે છે.

કસબ, રેશમી અને સૂતરાઉ કાપડ આસપાસના મૂલકમાં જાય છે.

## ૬ કાઠિઆવાડ એજન્સિ.

**સીમા**—ઉત્તરે કચ્છનું અખાત તથા કચ્છનું રણ; પૂર્વે અમદાવાદ જિલ્લો તથા ખંભાતનું અખાત; દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્ર છે.

### પ્રાંત અને તેનાં મૂખ્ય શેહેર.

| | |
|---|---|
| ૧ **ઝાલાવાડ**—ધ્રાંગધરા. | ૨ **ગોહિલવાડ**—ભાવનગર. |
| ૩ **ઉંડસરવૈયા**—ડાકા. | ૪ **બાબરીઆવાડ**—જાફરાબાદ |
| ૫ **કાઠિઆવાડ**—જસદણ. | ૬ **સોરઠ**—જુનાગઢ. |
| ૭ **બરડો**—પોરબંદર. | ૮ **હાલાર**—નવાનગર. |
| ૯ **મચ્છુકાંઠો**—મોરબી. | ૧૦ **ઓખામંડળ**—દ્વારકા. |

**ડુંગર**—૧ ચોટીલાનો ડુંગર— એ ધ્રાંગધરાથી સરધાર અને જસદણ સુધી ગએલો છે.

૨ વાલગીર કે મોરધાર અને લાંબધાર એ ડુંગરા ગોહીલવાડમાં છે.

૩ શેત્રુંજો એ પાલીતાણા પાસે છે તેપર શ્રાવકનાં દેરાં છે.

૪ ગીર પર્વત એ સોરઠમાં છે.

૫ ગીરનાર એ જુનાગઢ પાસે છે તે આખા કાઠિઆવાડમાં

સૌથી ઊંચો છે. તેનાપર શ્રાવકનાં દેરાં છે.

૬ બરડો પર્વત તે બરડામાં છે.

**મોટીનદીઓ**—૧ ભાદર, ૨ મચ્છુ, ૩ ઓઝાત, ૪ શેત્રુંજી, ૫ આજી, તે સિવાય ફલકુ, બાંભણ, માલણ, ધાતરવડી, બગડ, સુકભાદર, ગોંડલી, રામાવતી, ઊંડ, ઘોડાધ્રોઇ વગેરે છે.

**બંદર**—ભાવનગર, ઘોઘા, મહુવા, જાફરાબાદ, નવુંબંદર, દીવ બંદર, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારકા, સલાયા, જોડીઆ, વવાણીઆબંદર.

**બેટ**—બેટ, દીવ, પીરમ.

**હવાખાવાની જગ્યાઓ**—બાલાચડી, ગોપનાથ, વેરાવળ.

**જાત્રાનાં ઠેકાણાં**—૧ દ્વારકા એમાં રણછોડજીનું ધામ છે. ત્યાં વૈશ્નવ લોકો જાત્રા કરવા જાય છે. તે ગાયકવાડને તાબે છે. ૨ ગીરનાર, ૩ શેત્રુંજો એ બંનેનાં ઉપર શ્રાવકનાં તથા વૈશ્નવનાં દેરાં છે. ૪ પ્રભાસ પાટણ. ૫ પ્રાચીતિર્થ ત્યાં શ્રી કૃષ્ણે દેહ છોડ્યો. ૬ ગઢડા ૭ મૂળી એ બંનેમાં સ્વામીનારાયણનાં ધામ છે. ૮ તુળશી શ્યામ એમાં ઉના પાણીના કુંડ છે.

**ફિરંગીનુંગામ**—દીવ.

**હબસીનું**—જાફરાબાદ.

**ગાયકવાડનો પંચમહાલ**—અમરેલી, ધારી, દામનગર, કોડીનાર, અને શિઆનગર છે. તેમજ ઓખામંડળ પ્રાંત પણ ગાયકવાડને તાબે છે.

**રાજકીયસ્ટેશન**—ઉત્તરમાં—વઢવાણ. દક્ષિણમાં—માણેકવાડા. પૂર્વમાં—સોનગઢ. અને પશ્ચિમમાં રાજકોટ.

## વર્ગવાર તાલુકા અને તેના તાબાનાં ગામ.

**વર્ગ પેહેલો:**—જુનાગઢ ૮૯૦ ॥ જામનગર ૬૩૩ ॥ ભાવનગર ૫૪૨ ॥ ધ્રાંગધરા ૧૨૫ ॥ એ ચારે રાજ્યોને દીવાની તથા ફોજદારી કામમાં કુલ અખત્યાર છે.

**વર્ગ બીજો:**—પાલીતાણા ૧૦૦ ॥ લીંબડી ૭૨ ॥ રાજકોટ ૬૦ ગોંડળ ૧૮૦ ॥ વાંકાનેર ૭૬ ॥ વઢવાણ ૩૧ ॥ મોરબી ૧૨૫ ॥ ધ્રોળ ૬૧ ॥ જાફરાબાદ ૧૨ ॥ એઓને દીવાની કામમાં કુલ અખત્યારછે, તથા ફોજદારી કામમાં મરણના શિક્ષા પોલીટીકલ એજંટ સાહેબની મંજુરીથી કરી શકે.

**વર્ગ ત્રીજો:**—વળા ૪૦ ॥ બાટવા ૫૨ ॥ સાયલા ૩૮ ॥ જસદણ ૬૧ ॥ પોરબંદર ૧૦૩ ॥ ચુડા ૧૩ ॥ લખતર ૪૨ ॥ એઓને દીવાની કામમાં ત્રીશ હજાર સુધી દાવા ચુકવવાનો તથા ફોજદારી કામમાં સાત વર્ષ કેદ તથા દશ હજાર રૂપિઆ સુધી દંડ કરવાનો અખત્યારછે.

**વર્ગ ચોથો:**—મૂળી ૧૯ ॥ લાઠી ૮ ॥ વીરપુર ૧૨ ॥ બજાણા ૨૬ ॥ માળીઆ ૧૦ ॥ એ દીવાનીમાં દશ હજાર સુધી દાવા ચુકવે અને ફોજદારીમાં ત્રણ વર્ષ કેદ તથા પાંચ હજાર રૂપિઆ સુધી દંડ કરે.

**વખણાએલી વસ્તુ:**—લીંબડી—સૂડી. ધ્રાંગધરા અને બડાના પથ્થર. થાન—માટીનાં વાસણ. બાલ—ઘરેં. સાયલા—સૂડી. માવરકુંડલા—ઢોલીઆ. સિહોર, મોરબી—તાંબાપીતળનાં વાસણ. માળીઆ—કેરી. નવાનગર—કંકુ, બાંધણી, બંદુક, મોતી.

## પ્રાંતવાર મોટાં ગામ.

**૧ ઝાલાવાડ:**—ધ્રાંગધરા, લીંબડી, વઢવાણ, લખતર, થાન, સાયલા, ચુડા, બજાણા, હળવદ, સીથા, સિહાણી, મૂળી, વાંકાનેર.

**૨ ગોહીલવાડ**:—ભાવનગર, પાલીતાણા, વળા, તળાજા, લાઠી, સિહોર, કુંડલા, મહુવા, ગઢડા, બોટાદ, લીંબડા, દામનગર, ગારીઆધર, ઉમરાળા.

**૩ ઉંડસરવૈયા**:—દાઠા, ગણપેઢળ, ચોક.

**૪ બાબરીઆવાડ**:—જાફરાબાદ, ડેડાણ, રાજુલા.

**૫ કાઠિઆવાડ**:—જેતપુર, બગસરા, જસદણ, ચીતળ, બાબરા ભીલખા, ચોટીલું, સુદામડું, કોટડાપીઠા, પાળીઆદ; તે શિવાય ગાયકવાડ તાબાનાં અમરેલી, ધારી વગેરે છે.

**૬ સોરઠ**:—જુનાગઢ, બાંટવા, અમરાપુર, કોડીનાર, વેરાવળ, પાટણ, દેસાદ, માંગરોળ, ઉના, દીવ, દેલવાડા, ચોરવાડ, વંથળી, માળીયું, કુતીઆણા, માણાવદર, ગીદડ, રાણપુર, બાલાગામ.

**૭ બરડો**--પોરબંદર, નવીબંદર, માધવપુર, મીઆણી, કંદોરણું, રાણાવાવ.

**૮ હાલાર**---નવાનગર, ગોંડળ, રાજકોટ, ધ્રોળ, ધ્રાફા, જોડીઆ, આમરણ, ખંભાળીઆ, કાલાવડ, કંદોરણા, બાલાચડી, ધોરાજી, ઉપલેટા, સરપદડ, સરધાર-વીરપુર, બાબંભા, લાલપોર, ભાયાવદર, સરસાઈ, ગણોદ, ઢાંક, પડધરી.

**૯ મચ્છુકાંઠો**—મોરબી, માળીઆ, વવાણીઆ, ટંકારૂં.

**૧૦ ઓખામંડળ**—દ્વારકાં, આરંભડું, ધીણાકી, મઢી, રૂપેણ, પોશીતરૂં.

**મુખ્ય શેહેર**—રાજકોટ, એમાં પોલીટીકલ એજંટસાહેબ રહેછે.

લંબાઈ, પહોળાઈ—પૂર્વ પશ્ચિમ લંબાઈ ૨૦૦ મૈલ; ઉત્તર દક્ષિણ પહોળાઈ ૧૭૫ મૈલ છે.

**મુખ્ય નિકાશ**—કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, અ-

કદ, મઠ, મગ, ચોળા, તલ, અને શેરડી એ મૂખ્ય છે. આ ઇલાકામાં ઘણાં બંદર છે; ત્યાંથી રૂ, ઉન, અનાજ, ઘી, ગોળ, તલ, ઘોડા, ઢોર વગેરે મુંબઈ તથા બીજાં બંદરો ખાતે જાય છે.

## ૨ પાલણપુર એજન્સિ.

**સંસ્થાન**—પાલણપુર, રાંધણપુર, વારાહી, તેરવાડા, થરાદ અને મોરવાડા, વાવ, સૂઈગામ, દેવદર, ચારચટ, તથા સાંતલપુર, ભાભર, કાંકરેજ.

**નદીઓ**—બનાસ, સરસ્વતિ, ખીમરાખી.

**પર્વત**—શીરોહીના પહાડ, અંબાજી, આરાસુર.

**મોટાં ગામ**—પાલણપુર, રાંધણપુર, ડીસા, વારાહી, થરાદ, મોરવાડા, વાવ, સૂઇગામ, દેવદર, સાંતલપુર, કાંકરેજ, સમી, મુજપર, તેરવાડા, ભાભર.

પાલણપુર અને રાંધણપુર એ મોટાં સંસ્થાન છે. પાલણપુરના રાજકર્તા દીવાન કહેવાય છે. રાધણપુરના નવાબ બાબી ઓલાદનાછે.

ડીસામાં અંગ્રેજ સરકારના લશ્કરની છાવણી છે.

**નિકાશ**—બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ અને બીજું ધાન્ય. પાલણપુર એજન્સિમાં ડાંગર અને શેરડી પાકેછે. વારાહી અને રાંધણપુરમાં રૂ પેદા થાય છે તે મુંબઈ જાય છે.

## ૩ મહીકાંઠા એજન્સિ.

**પ્રગણાં**—નાની મારવાડ, રેવર, સાબરકાંઠા, વાત્રકકાંઠો, બાવીશી, કટોસણ.

**મુખ્ય સંસ્થાન**—૧ ઇડર, ૨ દાંતા અને માલપુર સંસ્થાન, ૩ મોહનપુર, ૪ બાલુસણા, સતલાસણ, ૫ માણસા, ૬ ઘોડાસર અને

**આમલીઆરા, ૭ વડાળી.**

**નદીઓ**—સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો, માજુમ.

**મોટાંગામ**—સાદરા, ઇડર, મોહન, માણસા, પેથાપુર, અહમદનગર, રણાસણ, વડાળી, દાંતા વરસોડા, ઇલોલ, વાસણા, જેટાણા, કટોસણ, બાયડ, ગોયલા, ગાબટ.

**મુખ્ય નિકાસ**—બાજરી, જુવાર, બીજું ધાન્ય. તમાકુ, થોડુંક અફીણ અને રૂ છે.

આરાસુરનો પર્વત છે તેમાં અંબાભવાનીનું દેરૂં છે. નવેંબર માસમાં શામળાજીનો અને ફેબ્રુઆરી માસમાં બ્રહ્મોનો મેળો ભરાય છે.

## ૪ રેવાકાંઠા એજન્સિ.

રેવાનદીની આસપાસનો મૂલક તેથી રેવાકાંઠા નામ પડ્યું છે.

**સંસ્થાન**—રાજપીંપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, અને વાડાસિનોર.

**નદીઓ**—મહી, નર્મદા, પુનમ, ગોમા, દાદર, વિશ્વામિત્રી, હેરણ, કરજણ, અને ઓર.

**પર્વત**—રાજપીંપળા.

**મોટાંગામ**—દાહોદ, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાસિનોર, નારૂકોટ, બાદરવા.

**નિકાસ**—ઇમારતી લાકડાં, રૂ, જૂદી જૂદી જાતનું ધાન્ય.

## ૫ ગાયકવાડ સંસ્થાન.

આ રાજ્ય એક જગે નથી, પણ વિખરાતું છે. તેના મુખ્ય ભાગ વડોદરાવાળો, નોસારીવાળો, કડી પ્રગણું, કાઠિઆવાડમાં

અમરેલી પંચમહાલ, ઓખામંડળ, વળી કેટલોક ભાગ સુરતજિલ્લા સાથે સેળભેળ થઈ ગયોછે.

**એ રાજ્યમાં આવેલી નદીઓ**—સરસ્વતિ, વિશ્વામિત્રી, ઢાઢર, અને તાપી. વગેરે

**મોટાંગામ**—વડોદરા, એ રાજધાની તે સિવાય ડભોઈ, સંખેડા ઇંટોલા, વસો, પેટલાદ, બગેશ્વર, સોજીત્રા, નવસારી, ગણદેવી, કડી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વિશનગર, મેસાણા, અમરેલી, કોડીનાર, ઢારકાં.

## ૬ ખંભાત સંસ્થાન.

મુખ્ય શેહેર ખંભાત એ મહીનદીને કાંઠે છે. એમાં નવાબ સાહેબ રહેછે.

**મુખ્ય નદી**—મહી.

**પેદાશ**—બાજરી, જુવાર, ઘઉં, મીઠું, રૂ, ગળી, અફીણ, સૂતરાઉકાપડ, શેત્રંજી, અને અકીકના જૂદાં જૂદાં રૂપ ખંભાતમાં બનાવે છે.

## ૭ પંચમહાલ એજન્સિ.

પંચમહાલમાં ગવર્નરનો એજંટ રહે છે; તેના તાબામાં નારૂકોટના નાના જમીનદારી છે.

વેપારની મુખ્ય જણસ ઈમારતી લાકડું છે.

## ૮ સુરત એજન્સિ.

**સંસ્થાન**—૧ સચીણ, ૨ વાંસદા, ૩ ધરમપુર અથવા રામનગર.

**નદીઓ**—કાવેરી, અંબીકા, દમણગંગા, ઓરંગા, ખરેરા, પાર, કોલક.

**મોટાં ગામ**—ધરમપુર, વાંસદા, સચીણ, લાચપુર, બીનાર, કાંગળા વગેરે છે.

વાંસદા પ્રગણામાં દેવકી ઉનાઇનો કુંડ છે.

**નિકાસ**—ડાંગર, નાગલી, દાળ, તલ, ખાદી, મહુડાં, ઇમારતી લાકડાં વગેરે છે.

## ઉત્તર મહારાષ્ટ્ર.

**નદીઓ**—ગોદાવરી, તાપી, ભીમા, કૃષ્ણા, સીના, નીરા, મૂળામૂઠા, ગીરણા, પાંજરા.

**પર્વત**—સંહ્યાદ્રી, સાતપુડો, ચાંદવાડ.

**શેહેર**—ધૂળીઆ, માલેગામ, નંદુરબાર, એવલે, મનમાડ, ભુશાવળ, નસીરાબાદ, નાશિક, ત્રિંબક, અહમદનગર, પૂના, સતારા, મહાબળેશ્વરની ટેકરી, આસ્ટે, ખડકી, કોરેગામ, ચાળીસગામ, સોલાપુર, પંઢરપુર, જુન્નર, સિન્નર, પુરંદર, બારસી, અકોલે, અંડાળા; એ સિવાય દેશીરાજ્યનાં શેહેર નીચે મુજબ છે.

પંતસચીવ, ભોર, નીંબાળકર, ફલટન, પ્રાંતપ્રતિનિધી, ઔંદ, ડફળે, જત, અકલકોટ, પેંઠ.

**ભાષા**—મરાઠી તથા કાનડી છે.

**નિકાસ**—અનાજ, કઠોળ, રૂ, શેરડી, તમાકુ, ઇમારતી લાકડું, મહુડાં, મધ, લાખ, ડાંગર, સણ, સુરોખાર. વગેરે

## કોકણ.

**નદી**—અંબા. **પર્વત**—સંહ્યાદ્રી.

**મોટાં શેહેર**—મુંબાઈ, થાણા, અલીબાગ, રત્નાગીરી, કલ્યાણ, ચાંદરા, વિંગોરલા, માહીમ, હરણાઈ, મરોડ, દેહેણું, અગાસી, વસઈ, કોલાબા, પનવેલ, વિજયદુર્ગ, જવારા, જંજીરા ને સાવંતવાડી,

ભીમડી, રાજાપુર.

**નિકાસ**—ચોખા, નાગલી, ચણા, અડદ, ડાંગર, મીઠું, સાડીઓ, નાળિએર, સોપારી, હરડાં.

## દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

**નદીઓ**—ભીમા, કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, પંચગંગા, વાર્ણા, વર્ધા, તુંગભદ્રા.

**પર્વત**—સંહ્યાદ્રી.

**મોટાં શેહેર**—કલાદગી, વીજાપુર, બાગલકોટ, બેલગામ, ધારવાડ, વિશાળગઢ, કારવાડ, કુંપટા, હોનાવર, ગોવા, હુબલી, બંકાપુ-ર, એ સિવાય દેશી રાજ્યનાં શેહેર નીચે મુજબ છે.
સાંગલી, જમખંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ, બદામી, મંગળવાડા, શીરહટી, શાવનુર, કોલાપુર, કાગળ, બાવડા, ઇચ્ચિળ, કરંજી.

**નિકાસ**—જુવાર, ઘઉં, ચણા, રૂ, બાજરી, લાકડાં, ધાતુનો સામાન, કાપડ, તમાકુ, ડાંગર, દેશી જાડું કાપડ.

## શેહેરવર્ણન.

**હૈદરાબાદ**—એ સિંધપ્રાંતની રાજધાની છે. એમાં સોનેરી ભરતનું તથા દાંતનું કામ સારૂં થાય છે. આંહી મીર લોકોની કબરો જોવા જોગ છે.

**ઠઠ્ઠા**—એ ઘણુંજ અસલી શેહેર સિંધમાં છે. અગાઉ તે મોટું શેહેર હતું. પરંતુ હાલમાં તે પડી ભાગ્યું છે. તેથી વેપાર બરાબર ચાલતો નથી.

**ઉમરકોટ**—આ શેહેરમાં ઇ. સ. ૧૫૪૩ માં હિંદુસ્તાનનો પ્રખ્યાત અકબર બાદશાહ જન્મ્યો હતો.

**કરાંચી**—મુંબઇ ઇલાકામાં ઘણું સારૂં ને મોટું બંદર છે. તેમાં વેપાર ઘણોજ ચાલેછે.

**ભૂજ**—એ કચ્છની રાજધાની છે. એમાં ભરતનું તથા સોના રૂપાનું કામ બહુ વખાણવા લાયક થાય છે. કચ્છનો પોલીટીકલ એજંટ આંહી રહેછે. પ્રાગમલ મેહેલ જોવા લાયક છે. એમાં હાઇસ્કૂલ, હુન્નરશાળા, સંસ્કૃતશાળા, ઉર્દુસ્કૂલ, તથા બાપાની શાળાછે.

**કચ્છમાંડવી**—એ કચ્છનું સૌથી વધારે વસ્તીવાળું ને વેપારમાં પહેલા નંબરનું બંદર છે. આંહી સંસ્કૃતશાળા છે. આંહીના ખલાસી સાહસિક ગણાય છે.

**દ્વારકાં**—એ ગુજરાતની અગાઉની રાજધાની શ્રી કૃષ્ણે સ્થાપી હતી. હાલમાં તે જાત્રાનું ઠેકાણું છે, ને તે ગાયકવાડ સરકારને તાબેછે.

**રાજકોટ**—એ આજી નદીપર છે. ત્યાં અંગ્રેજી કાંપ છે. કાઠિઆવાડનો પોલીટીકલ એજંટ આંહી રહેછે, તેથી તે આખા કાઠિઆવાડની રાજધાની ગણાય છે. એમાં રાજકુમાર કોલેજ, ટ્રેનિંગકોલેજ, હાઇસ્કૂલ, ને હુન્નરશાળા વગેરે છે.

**જુનાગઢ**—આ શેહેર ઘણું જૂનું છે, ને તે કાઠિઆવાડમાં પહેલા વર્ગમાં ગણાય છે. એની પાસે ગીરનારનો પ્રખ્યાત ડુંગરછે.

**ભાવનગર**—એ કાઠિઆવાડમાં પહેલા વર્ગનું સંસ્થાન છે, તેમજ આખા કાઠિઆવાડમાં ઉપજમાં અને સુધારામાં એ પહેલે નંબરે છે અને તે સારૂં બંદર છે.

**અમદાવાદ**—એ અહમદશાહે ઇ. સ. ૧૪૧૨ માં વસાવ્યું તે

ગુજરાતની રાજધાની છે; તેમાં વેપાર ઠીક ચાલેછે. આંહી જુમામસીદ, શાહીબાગ, શાહઆલમનો રોજો, સ્વામીનારાયણનું મંદિર, વગેરે ઘણા મકાનો જોવા લાયક છે. વળી હાઇસ્કૂલ, ટ્રેનિંગ-કોલેજ, મેડીકલ સ્કૂલ, છાપખાનાં, અને બીજાં અનેક જાતનાં કારખાનાં છે.

**ખેડા**—વાત્રક ને શેઢી નદીના સંગમપર છે. તે ખેડાજિલ્લાનું મૂખ્ય શેહેર છે.

**ખંભાત**—મહી નદીપર ઘણુંજ જૂનું શેહેર છે.

**ચાંપાનેર**—એનું અસલ નામ ચંપાવતીનગરી હતું. તે ઘણુંજ નામિચું શેહેર હતું, અગાઉ તેમાં પતઇરાવળનું રાજ હતું. હાલમાં તે તૂટી ગયુંછે.

**વડોદરૂં**—તે ગાયકવાડ સરકારની રાજધાની વિશ્વામિત્રી નદીપર છે.

**ભરૂચ**—એ નર્મદા નદીને કાંઠે એજ જિલ્લાનું મૂખ્ય શેહેરછે. એ શેહેર ઘણું જૂનું છે.

**સુરત**—તાપી નદીને કાંઠે મોટું બંદર છે. અગાઉ તેમાં વેપાર પુષ્કળ ચાલતો; આંહી પહેલાં અંગ્રેજ તથા વલંદા લોકોએ વેપારની કોઠી નાખી હતી. આગ અને રેલથી હાલ તે ખરાબ હાલતમાં આવી ગયું છે.

**મુંબઇ**—ઇ. સ. ૧૬૬૮ માં ફિરંગીપાસેથી ઇંગ્રેજોને કન્યાદાનમાં મળ્યું. એ મુંબઈ ઇલાકાની રાજધાની અને ઘણું સારૂં બંદર છે, ગવરનર સાહેબ આંહી રહેછે. ઇનસાફ કરવાની સૌથી મોટી કચેરી આંહી છે. મુંબઇમાં ઘણી જાતના લોક વસેછે, અને વેપાર પણ ધમધોકાર ચાલે છે.

**ધુળીઆ**—એ પાંજરા નદીપર ખાનદેશની રાજધાનીનું મોટું શેહેર છે.

**પૂના**—મૂળામૂઠા નદીપર છે, અગાઉ તે પેશ્વાની રાજધાની હતી. હાલમાં તે અંગ્રેજ સરકારને તાબે છે, અને માહારાષ્ટ્રની રાજધાની છે. આંહી લશ્કરી છાવણી તથા સંસ્કૃત પાઠશાળા છે.

**નાશિક**—ગોદાવરીના મૂળ પાસે હિંદુઓનું જાત્રાનું ઠેકાણુંછે.

**અહમદનગર**—સીના નદીપર છે. તે અગાઉ મુસલમાના રાજ્યની રાજધાની હતી. ઇતિહાસમાં પ્રખ્યાત થએલી બહાદુર ચાંદબીબી આ શેહેરમાં થઈ ગઇછે.

**સોલાપુર**—એ રેલવેનું મોટું સ્ટેશન છે. બેલગામ, ધારવાડ, બારશી વગેરેનું રૂ આંહી આવેછે. તેથી રૂનું મોટું મથક થઇ પડ્યું છે. એમાં સાડી, ધોતીઆં વગેરે કાપડ સારૂં બનેછે.

## નકશાની દિશાની સમજણ. *




* આ કોઠા ઉપરથી દિશાની આગળ સારૂ સમજવું.

## જમીનના ભાગની વ્યાખ્યા.

જમીનના મોટા ભાગ, જેમાં ઘણા દેશો આવેલા હોય તેને **ખંડ** કહે છે.

જમીનનો જે ભાગ ચોતરફ પાણીથી વિંટાએલો હોય તેને **દ્વિપ, બેટ કે ટાપુ** કહે છે.

જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીન આવેલી હોય તેનું નામ **દ્વિપકલ્પ.**

જે સાંકડો જમીનનો ભાગ, જમીનના બે મોટા ભાગને સાંધે છે, તેને **સંયોગીભૂમિ** કહે છે.

જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશિર**, **ભુશલાકા**, **કેપ**, **હેડ**, અથવા **બિંદુ** કહે છે.

ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને **ખીણ** કહેછે.

જમીનના થોડા ઊંચા ભાગને **ડુંગર**, વધારે ઊંચા ભાગને **પર્વત** અને તળીએથી સંધાએલા ડુંગરાને **હાર** કહે છે. અને નીચી ટેકરી ઓને **ધાર** કહે છે.

સપાટ જમીનના વિશાળ પ્રદેશને **મેદાન** કહે છે.

**પાણીના ભાગની વ્યાખ્યા.**

પૃથ્વીના મોટા ભાગ ઉપર ફેલાએલો ખારા પાણીનો જે સમુદાય, તેને **મહાસાગર** કહે છે.

ખારા પાણીનો જે ભાગ, મહાસાગર કરતાં નાનો હોય તેને **સાગર** કે **સમુદ્ર** કહે છે.

સમુદ્રનું પાણી વારાફરતી ચડે તેને **ભરતી** અને ઉતરે તેને **ઓટ** કહે છે.

સમુદ્રનો જે ફાંટો લાંબો થઇને જમીનમાં પેઠેલો હોય તેને **અખાત** કહે છે.

અખાતનું મોં પહોળું હોય તો તેને **ઉપસાગર** કહે છે.

જે નાનો પાણીનો ભાગ, પાણીના બે મોટા ભાગને સાંધેછે તેને **સામુદ્રધુની** કહે છે.

પાણીનો જે ભાગ જમીનથી ચોતરફ ઘેરાએલો હોય તેને **સરોવર** કહે છે. સરોવરથી નાનું હોય તો તળાવ કહે છે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળેછે, તેને **નદી** કહે છે. નદી અતિશે મોટી હોય તેને **નદ** કહે છે.

નદી જ્યાંથી નીકળે તે ઠેકાણાને તેનું મૂળ ને મળે તે ઠેકાણાને તેનું મુખ કહે છે.

સમુદ્રનો સાંકડો પટ કે ભાગ જમીન ઉપર ધસી આવેલો હોય અથવા જમીનથી તેનું રક્ષણ થતું હોય તેને **નળ** કહે છે.

જે જગ્યોએ નાની નદી મોટી નદીને મળેછે તેને **સંગમ** કહેછે

સમુદ્રને મળતાં પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું થાયછે તેને **ખાડી** કહેછે.

## ગુજરાતના ઇતિહાસના સાલવાર કોઠા.

### ચાવડા વંશ.

| | |
|---|---|
| વનરાજ | ૭૪૬—૮૦૬—૬૦ |
| યોગ્યરાજ | ૮૦૬—૮૪૨—૩૬ |
| ખેમરાજ | ૮૪૨—૮૬૬—૨૪ |
| ભૂવડ | ૮૬૬—૮૯૫—૨૯ |
| વિરેસિંહ | ૮૯૫—૯૨૦—૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦—૯૩૫—૧૫ |
| સામતસિંહ | ૯૩૫—૯૪૨— ૭ |
| કુલ. | ૭૪૬—૯૪૨-૧૯૬ |

### સોલંકી વંશ.

| | |
|---|---|
| મૂળરાજ | ૯૪૨—૯૯૭—૫૫ |
| ચામુંડ | ૯૯૭-૧૦૧૦—૧૩ |
| વલ્લભ | ૧૦૧૦-૧૦૧૦— ૦ |
| દુર્લભ | ૧૦૧૦-૧૦૨૨—૧૨ |
| ભીમદેવ | ૧૦૨૨-૧૦૭૨—૫૦ |
| કરણ | ૧૦૭૨—૧૦૯૪—૨૨ |
| સિદ્ધરાજ | ૧૦૯૪—૧૧૪૩—૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩—૧૧૭૪— ૩૧ |
| અજેપાળ | ૧૧૭૪—૧૧૭૭— ૩ |
| બાળમૂળરાજ | ૧૧૭૭-૧૧૭૯— ૨ |
| ભોળોભીમદેવ | ૧૧૭૯-૧૨૪૨—૬૩ |
| ત્રિભૂવનપાળ | ૧૨૪૨—૧૨૪૪— ૨ |
| કુલ | ૯૪૨—૧૨૪૪-૩૦૨ |

### વાઘેલા વંશ.

| | |
|---|---|
| વિશળદેવ | ૧૨૪૪-૧૨૬૨—૧૮ |
| અર્જુનદેવ | ૧૨૬૨-૧૨૭૫—૧૩ |
| સારંગદેવ | ૧૨૭૫-૧૨૭૯— ૪ |
| કરણઘેલો | ૧૨૭૯-૧૩૦૪—૨૫ |
| કુલ | ૧૨૪૪-૧૩૦૪—૬૦ |

# ચાવડા વંશ.

## ૧ જયશિખરી.

ઈ૦ સ૦ ૬૯૬ માં પંચાસર નગરમાં જયશિખરી ચાવડો રાજ કરતો હતો.

એની કીર્તિ તથા ગુજરાતની આબાદીની વાત સાંભળી કનોજ દેશના કલ્યાણી નગરીના બળવાન રાજા ભૂવડે ગુજરાત જીતવાને પોતાના સેનાપતિ મીરને લશ્કર આપી મોકલ્યો. પણ તેને જયશિખરીના સેનાપતિ સૂરપાળે હરાવી પાછો કાઢ્યો. ત્યારપછી ભૂવડ પંડે ચડી આવ્યો. બાવન દિવસ ઘેરો રહ્યો. બારે લડાઈઓ થઈ, તેમાં બન્ને તરફના હજારો લડવૈયા માર્યા ગયા. અંતે જયશિખરી મરાયાથી પંચાસર ભૂવડને હાથ ગયું, તેથી ગુજરાતમાં તેનો અમલ થયો.

## ૨ વનરાજ.

જયશિખરી ચાવડાએ અંતની વખતે પોતાની રાણી રૂપસુંદરી બારેવાઈ હોવાથી તેને પોતાના સાળા સૂરપાળ સાથે વનમાં મોકલી દીધી હતી.

રૂપસુંદરીને વનમાં મૂકીને પાછા આવતાં સૂરપાળે જયશિખરીના મરણની વાત સાંભળી તેથી તે સોરઠના ડુંગરામાં નાશી ગયો.

વનમાં એક ભીલડીએ રૂપસુંદરીની બરદાસ કરી. વૈશાકી પુનમે રાણીને કુંવર સાંપડ્યો. તે વનમાં અવતર્યો માટે તેનું નામ વનરાજ પાડ્યું.

વનરાજ છ માસનો થયો એવામાં શિળગુણસુરી નામનો જતિ

તેમને મળ્યો. તે વનરાજને તથા રૂપસુંદરીને પોતાને અપાસરે તેડી ગયો. ત્યાં વનરાજ ઉછર્યો.

એકવાર ભૂવડની કુંવરી મિનળદેવીના માણસ ગુજરાતની અંદણી ઉઘરાવી પુષ્કળ ધન, ઘોડા વગેરે લઈ જતા હતા, તેમના ઉપર હુમલો કરી વનરાજે સર્વ પડાવી લીધું, ને તે વડે સરસ્વતિ નદીને કાંઠે ઈ. સ. ૭૪૬ માં અણહિલપુર પાટણ બંધાવી ત્યાં પોતાની રાજધાની કરી.

અણહિલ નામે ભરવાડે વગડામાં માર્ગ અને સંતાઈ જવાની જગ્યાઓ બતાવી હતી તેટલા માટે રાજધાનીનું નામ અણહિલપુર પાટણ પાડ્યું.

શ્રીદેવી નામે વાણિઅણે તેના પરોણા ચાકરી કરી હતી તેથી તેણે તેને હાથે તિલક કરાવ્યું.

ચાંપો નામનો વાણિઓ વગડામાં તેનો કારભારી થયો હતો તેને મુખ્ય કારભારી બનાવ્યો. એ કારભારીએ ચાંપાનેર શેહેર વસાવ્યું હતું.

## ૩ યોગ્યરાજ.

એ રાજા પણ એના બાપ વનરાજના જેવો પરાક્રમી હતો. એણે રાજમાં તથા ઉપજમાં વધારો કર્યો.

તે લડાઇમાં ચતુર અને શૂરો હતો. તીર મારવાનું કામ સારૂં જાણતો હતો, અને સારૂં ભણેલો હતો. એણે એક ગ્રંથ પણ રચ્યો હતો. એના પછી એનો દીકરો ક્ષેમરાજ ગાદીએ બેઠો.

## ક્ષેમરાજ.

એણે રાજ્યનો વિસ્તાર તથા દેશની દોલતમાં વધારો કર્યો.

એની પછી ભૂવડ, અને વિરસિંહ નામના રાજા થયા તેમના વખતમાં કોઇ જાણવા જેવી વાત બની નથી.

## રત્નાદિત્ય.

એ રાજા પોતાનું વચન પાળનાર, સાચો, શૂરો અને અંગે બળવાન હતો. વળી લુચ્ચા, ચોર, ઠગારા વગેરે દુષ્ટ માણસોને દેશમાંથી કાઢી મૂકી એણે પ્રજાને ઘણું સુખ આપ્યું. એના સારાં લક્ષણથી એ રાજા વખાણાયો છે.

## સામતસિંહ.

એ નબળો ને દુર્ગુણી હતો. વનરાજના વંશમાં એ છેલો રાજા થયો. એ દારૂડીઓ હતો. તેણે દારૂના નિશામાં તેના બેન લીલાદેવીના કુંવર મૂળરાજને રાજ આપી દીધું, પછી ભાન આવ્યા કેડે પાછું માગ્યું તેથી મૂળરાજે તેને તથા પોતાના બીજા સર્વ મોસાળીઆને મારી નાખીને સોલંકી વંશની ગાદી કરી.

## સોલંકી વંશની ઉત્પત્તિ.

કનોજના રાજા ભૂવડની છઠ્ઠી પેઢીએ ભૂવનાદિત્ય થયો. તેને ત્રણ કુંવર થયા હતા. તેઓનાં નામ ૧ રાજ. ૨ બીજ અને ૩ જો દંડક. આ ભાઇઓ ગુજરાતમાં ફરવા આવેલ ત્યારે રત્નાદિત્યની કુંવરીનું રાજની સાથે સગપણ કરેલ. તે લગ્નથી મૂળરાજ કુંવર ઉત્પન્ન થયો, તે સોલંકીવંશનો પેહેલો રાજા થયા.

## મૂળરાજ.

પોતાના મામા સામતસિંહ વગેરેને મારી નાખીને એણે ગાદી મેળવી. તે વખતે ઉત્તરમાંથી અજમેરનો રાજા અને દક્ષિણમાંથી તેલંગણનો સેનાપતિ તેનાપર ચડી આવ્યા.

આ બન્ને શત્રુને એક સાથે હરાવી કાઢવાને તેનામાં શક્તિ નહીં હોવાથી અજમેરવાળાને કેટલુંક ધન આપી પાછો વાળ્યો. ને બાર્પ સાથે લડાઈ કરીને તેને મારી નાખ્યો.

આ વખતે ગુજરાતમાં સોમનાથનું પ્રખ્યાત તિર્થસ્થાન હતું. ત્યાં જાત્રા કરવા જનારા લોકોને સોરઠનો રાજા ગ્રહરીપુ લૂટી લેતો, તેથી તેનાપર મૂળરાજે ચડાઈ કરી. ગ્રહરીપુને મદદ કરવા કચ્છનો રાજા રાવ લાખો આવ્યો હતો. એ બન્ને શત્રુને મૂળરાજે હરાવ્યા ને માર્યા.

લાટ દેશના રાજાએ મૂળરાજનું અપમાન કર્યું, તેથી તેનાપર મૂળરાજના કુંવર ચામુંડે ચડાઈ કરીને તેનો દેશ જીતી લીધો.

એની વખતમાં આબુથી નર્મદા સુધી રાજ્યનો વિસ્તાર હતો. મૂળરાજે સિદ્ધપુરમાં રૂદ્રમાળાનું દેરૂં ચણાવવા માંડ્યું હતું પણ તે તેના અમલમાં પૂરૂં થયું નહોતું.!

ઘડપણમાં આગળના પાપથી પસ્તાઈને ઉત્તરમાંથી બ્રાહ્મણોને બોલાવીને એણે ઘણાં ગામ દાનમાં આપ્યાં. એ બ્રાહ્મણોની શાખા હાલમાં ઉદિચ્ય નામથી ઓળખાય છે.

મૂળરાજ બુદ્ધિવાન ને પરાક્રમી હતો પણ તે લોભી ને દુષ્ટ હતો. તેણે ૯૪૨ થી ૯૯૭ સુધી ૫૫ વરસ રાજ્ય કર્યું. એની પછી એનો કુંવર ચામુંડ ગાદીએ બેઠો.

### ૨ ચામુંડ.

તેને ત્રણ કુંવર હતા. તેમનાં નામ વલ્લભસેન, દુર્લભસેન ને નાગરાજ. ચામુંડ તેર વરસ રાજ્ય કરી ૧૦૧૦ માં પોતાના વડા કુંવર વલ્લભસેનને રાજ્ય સોંપી પોતે કાશીએ ગયો.



# ભરતખંડની ભૂગોળ વિદ્યા.

અમે પ્રગટ કરીછે. ગુજરાતી મોટા ધોરણવાળાને ઘણી ઉપયોગીછે. કિંમત દર નકલના અઢી આના. પોસ્ટેજ ખરચો આનો. સામટી મંગાવનારને રૂપિઆની આઠ, અને પોસ્ટેજ મફત.

# સુબોધ પ્રકાશ.

આ વાંચવા લાયક ચોપાન્યું અમારા તરફથી દર મહિને બહાર પડેછે. વિદ્વાન પુરૂષોએ એ વિષે ઊંચો મત આપ્યોછે. કિંમત વર્ષે ફક્ત પાંચ આના. પોસ્ટેજ ત્રણ આના. દશ પ્રત રાખનારને પોસ્ટેજ માફ અને એક પ્રત ભેટ.

# માસિક સાર સંગ્રહ.

આ માસિક ચોપાન્યું રાખવાથી બીજાં ઘણાં ચોપાન્યાંની ખોટ પૂરી પડશે. લવાજમ વરસે એક રૂપિઓ. પોસ્ટેજ મફત. એ વિષે પણ અમારા તરફ લખવું.

પુરશોત્તમ કાહાનજી ગાંધી—લીંબડી.